# ગાંધી બાળગીતો



: સંપાદક :

શામાભાઈ ભાવસાર

# ગાંધી બાળગીતો

: સંપાદક :

**સોમાભાઇ ભાવસાર**

સાદી ભાષા સાદી વાતો
  જીવન સાદામાં સાદું:
અદ્ભુત તો પણ લોકો ઉપર
  એનો છે ભારે જાદુ !



૧૯૯૯
રેંટિયાબારશ
તા. ૨૬-૯-૪૩

પ્રકાશક
'સંદેશ' લિમિટેડ.
અમદાવાદ.

કિં.
અઢી આના

## બે બોલ

બાળકો પ્રત્યેનો બાપુજીનો પ્રેમ જાણીતો છે. બાપુજી આજે કારાવાસમાં છે. ગાંધીસપ્તાહના આ પવિત્ર દિવસોમાં આ બાળગીતો બાળકો માટે મીઠાં સંભારણા રૂપ અને પ્રેરણાદાયી બનશે એમ માની શ્રી. સોમાભાઈ ભાવસારે સંપાદિત કરેલો આ સંગ્રહ 'સંદેશ' પ્રકાશનમંદિર તરફથી પ્રગટ કરીએ છીએ.

'સંદેશ' પ્રકાશનમંદિર તરફથી થનારાં પ્રકાશનોનો પ્રારંભ બાપુજીના આ બાળગીતોથી થાય છે, એને 'સંદેશ'નું હું અહોભાગ્ય સમજું છું. અને બાળગીતોના લેખકોનો આભાર માનું છું.

'સંદેશ' પ્રકાશનમંદિર દ્વારા આવાં આવાં અનેક સુંદર, શિષ્ટ અને સસ્તાં બાળઉપયોગી સાહિત્યનાં પુસ્તકો પ્રગટ કરવાની મારી ઈચ્છા છે. પ્રભુઈચ્છા હશે તો ટૂંક વખતમાં જ આ દિશામાં સક્રિય પ્રવૃત્તિ કરવાનો મારો ઈરાદો છે.

રેંટિયાબારશ
તા. ૨૬-૯-૪૩

નંદલાલ બોડીવાળા

# નિવેદન

પૂ. ગાંધીજીનો પરિચય બાળકોને કઈ રીતે આપી શકાય ? એ વિષે વિચાર કરતાં અમને—મજૂર બાલગૃહ અને બાલગૃહ-શાળાનાં શિક્ષક ભાઈબેનોને લાગ્યું કે પૂ. ગાંધીજીના જીવન-માંથી બાળકોને સ્પર્શી શકે તેવા પ્રસંગોની તેમને વાર્તા કહેવી, તેમના લખાણોમાંથી વિવિધ સૂત્રો ને સુવિચારો સંગ્રહીને તેથી તેમને પરિચિત કરવા; અને પૂ. ગાંધીજીને લગતાં ગીતો તેમની પાસે ધરીને, તેમની પાસે ગાવાં-ગવરાવવાં.

એ રીતે આ ગીતનો સંગ્રહ થયો છે. આ સંગ્રહ તૈયાર કરવામાં મહાસભાનાં ગીતો, ગ્રામ ભજનમંડળી અને મિત્રોના હસ્તલિખિત ગીત–સંગ્રહનો ઉપયોગ કર્યો છે. વળી કેટલાક કવિમિત્રોને આ સંગ્રહ માટે ગીત મોકલવાની વિનંતિ કરતાં બાળકોના માનીતા કવિ શ્રી. લલિતજી, શ્રી. ત્રિભુવન વ્યાસ અને શ્રી. અમૃતલાલ પારેખે તેમની તાજી કૃતિઓ મોકલાવી આભારી કર્યા છે. આ સૌને માટે હું તેમનો ઋણી છું. જે હસ્તલિખિત કાવ્યસંગ્રહોમાંથી બે ત્રણ કવિતાઓ લીધી છે તેમનાં કર્તાનાં નામ મળી શક્યાં નથી, તો આ સંગ્રહ પ્રગટ થયે જો જણાવવામાં આવશે તો બીજી આવૃત્તિ વખતે તેનો ઉલ્લેખ થશે. વળી આ સંગ્રહમાં ઉમેરવા લાયક બીજાં કોઈ ગીતો પણ જો કોઇ મોકલાવશે તો બીજી આવૃત્તિ વખતે તેનો ઉમેરો કરતાં આનંદ થશે.

અંતમાં થોડાંએક બાળકોને માટે કરવામાં આવેલ આ સંગ્રહ વધુ બાળકોના હાથમાં જાય છે. અને તેય લગભગ પડતર કિંમતે તેનો ખરો યશ શ્રી. નંદલાલભાઇને ઘટે છે. જે લેખકમિત્રોએ તેમની કૃતિઓ આ સંગ્રહમાં લેવાની રજા આપી છે તેમનો ફરીથી આભાર માનું છું.

મજૂર બાલગૃહ<br>
તા. ૨૬–૯–૪૩<br>
ભાદરવા વદ ૧૨

સોમાભાઇ ભાવસાર

# અનુક્રમણિકા


| ક્રમ | ગીત | લેખકનું નામ | પાન |
|---|---|---|---|
| ૧ | ગાંધીના બંદા | શ્રી. સોમાભાઇ ભાવસાર | ૯ |
| ૨ | તારણહાર | શ્રી. ચીમનલાલ પ્રા. ભટ્ટ | ૧૧ |
| ૩ | એને પગલે | શ્રી. લલિતજી | ૧૩ |
| ૪ | અમારા ગાંધીજી રે | શ્રી. સોમાભાઈ ભાવસાર | ૧૪ |
| ૫ | એ કોણ ? | શ્રી. ગોકુળદાસ રાયચુરા | ૧૫ |
| ૬ | ગાંધીજીનો ગરબો | શ્રી. ત્રિભુવન વ્યાસ | ૧૭ |
| ૭ | મને વહાલું | શ્રી. તનસુખ ભટ્ટ | ૨૧ |
| ૮ | રેંટિયાનું ગીત | શ્રી. નાનાલાલ પટેલ | ૨૨ |
| ૯ | લંગોટિયા બાપુ | શ્રી. અમૃતલાલ પારેખ | ૨૩ |
| ૧૦ | અમે ડરતા નથી | સ્વ. ફૂલચંદ શાહ | ૨૫ |
| ૧૧ | એવા ગાંધી | શ્રી. ગિરીશ | ૨૫ |
| ૧૨ | બાપુ ગાંધીજી | શ્રી. ચીમનલાલ પ્રા. ભટ્ટ | ૨૭ |
| ૧૩ | જોગીવરની જયંતિ | શ્રી. અજ્ઞાત | ૩૦ |
| ૧૪ | વહાલું વહાલું | શ્રી. સોમાભાઇ ભાવસાર | ૩૧ |
| ૧૫ | રૂડો ગાંધીડો | શ્રી. અજ્ઞાત | ૩૧ |
| ૧૬ | જાગરે અલખ | ,, ,, | ૩૫ |
| ૧૭ | ગરવા ગાંધીજી | ,, ,, | ૩૭ |
| ૧૮ | દૂબિયાં ! દૂબિયાં ! | શ્રી. ઉકાભાઈ ચૌધરી | ૩૯ |
| ૧૯ | જયજય બોલો હિંદુસ્તાન | સ્વ. ચંદુલાલ ન. દેસાઇ | ૪૦ |

# ગાંધી બાળગીતો

## ૧

## ગાંધીના બંદા

ગાંધીના બંદા
અમે તો ગાંધીના બંદા.
પરોઢ પ્રગટે નવી ઉષાની
નવલી એની લાલી,
ઊઠો ને આળસ ખંખેરો
પીવો ચેતનપ્યાલી;

ઉઠે અણુઅણુએ પડછંદા,
અમે તો ગાંધીના બંદા.



હવે પછીની દુનિયા એવી
જેમાં હશે ન ભેદ,
કુરાન, ગીતા, અને બાઈબલ
એજ અમારા વેદ;
ગજવશું વિજયગીત ઘંટા,
અમે તો ગાંધીના બંદા.



પ્રજા પ્રજાનો અમે રચીશું
એવો જબ્બર સંઘ,
વજ્જર જેવા વળગી એને
દેશું અમ્મર રંગ;
ઐક્યના ફરફરશે ઝંડા,
અમે તો ગાંધીના બંદા.

સોમાભાઈ ભાવસાર

૨

## તારણહાર

(વૃંદગીત)

અમારો ગાંધી, અમારો બાપુ
    મોહન અમારો હૈયાનો હાર;
માનવ મુઠી હાડકાંનો પણ
    આતમનો ગરવો ગિરનાર.
દેહધારી એ તોય વિદેહી
    ભારતભૂમિનો ભવ્ય કુમાર;
દીનતણો દીનબંધુ એ સાચો
    પ્રેમ તણો વળી પારાવાર.

સહગાન

કોટિ રે કોટિ માનવ આજે
એક અવાજે 'તારણહાર'
જીવજો બાપુ, જીવજો ગાંધી
એ નવજીવન રેલવનાર.

આજ અમારાં હાં હિલડાં નાચે
સુખડાં હાસે અપરંપાર;
જોર કરી અમ આતમ આજે
ભારતબાપુનો જયજયકાર.
આલમની એક ચીસ ઊઠે છે
માનવભાગ્યતણે દરબાર;
તારજે તારજે તારજે ત્રાતા
હિંદનો–પૃથ્વીનો તારણહાર.

સહગાન

કોટિ રે કોટિ માનવ આજે
એક અવાજે તારણહાર
જીવજો બાપુ, જીવજો ગાંધી
એ નવજીવન રેલવનાર.

ચીમનલાલ મા. ભટ્ટ

૩.

## એને પગલે

હિન્દે એક જ હિન્દી-બાળ;
ગાંધીજી એના રખવાળ !

બાળકડાં કરતાં કિલ્લોલ;
ઉછાળતાં અભયે રસછોળ !

બાળક પ્રભુને વ્હાલાં પ્રાણ;
કોણ ન લે એવાંની લ્હાણ !

રૂમઝુમતાં હસતાં હેતાળ;
જોતાં ભુલાય જગ જંજાળ !

પ્રભુના બાળક, માનવલોક;
કુદરત કરતી લાડ અથોક !

એકમેક આધારે સ્હાય;
ગાંધીજી એવાં અમી પાય !

મોહનજીનાં તપ ને પુણ્ય;
દુનિયા મટશે દુઃખી કરુણ !

એને પગલે, સર્વ સ્વરાજ;
ગાંધીજી તો ગરીબનવાજ !

લલિતજી

## ૪

## અમારા ગાંધીજી રે

ગાંધીજી, ગાંધીજી, અમારા ગાંધીજીરે
દેશને માટે લીધી ફકીરી,
એણે ઘરબાર દીધાં ત્યાગી—અમારા૦
સૂકું શરીર સાવ જાણે સળેકડું,
એને દેશની લગની લાગી—અમારા૦
ના કોઈ ઉંચા ના કોઇ નીચા,
એણે ભેદની દિવાલો એ ભાંગી—અમારા૦
ભારતને ગામડે ગામડે ઘૂમી,
એણે આઝાદી દેશની માગી—અમારા૦
જુગ જુગ હો જીવજો એ ગાંધી અમારા,
જેણે ભારતની ભીડરે ભાંગી—અમારા૦

સોમાભાઇ ભાવસાર

૫

## એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો
જેણે સહુને જગાડયાં,

એ કોણ છે જે છૂટો
જેણે સહુને છોડાવ્યાં.

જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;

એ કોણ છે જે એવો
જેણે સહુને જીવાડયાં.

જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે,

એ કોણ છે જે એવો
જેણે સહુને નમાડયાં.

જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે;

એ કોણ છે જે એવો
જેણે સહુને જીવાડયાં.

એ કોણ છે જે એવો
જેણે સહુને જગાડયાં.

ગોકુળદાસ રાયચુરા



૬

## ગાંધીજીનો ગરબો

(હીંચમાં)

બાપુ ઘણું ઘણું જીવો, ગાંધીજી
બાપુ ઘણું ઘણું જીવો.

અમારા દેશનો દીવો, ગાંધીજી
બાપુ ઘણું ઘણું જીવો.

૧

અંધારાં ટાળીને અજવાળાં કીધાં
અંધોને લોચન દીધાં—ગાંધીજી૦

૨

મૂંગી જીભડીઓને વાચાઓ આપી
હૈયાની હીણપ કાપી—ગાંધીજી૦

૩

અજ્ઞાન કેરી ઉતરાવી આંધી
જ્ઞાનની પરબો બાંધી—ગાંધીજી૦

૪

દુર્બળ દેહે તપ બહુ કીધાં
પુણ્યો પ્રજાને દીધાં—ગાંધીજી૦

૫

હૈયે હોઠેથી ઝેર ઉતરાવ્યાં
પ્રેમના પ્યાલા પાયા—ગાંધીજી૦

૬

મોટા મોટાઓની હાજરી લીધી
દેશની દીક્ષા દીધી—ગાંધીજી૦

૭

સાચાં મોતી એણે મૂલવી લીધાં
ખોટાંને તારવી દીધાં—ગાંધીજી૦

૮

સત્તા ને સાહ્યબી થયાં અધીરાં
દંભના પડદા ચીર્યા—ગાંધીજી૦

૯

સત્ય અહિંસામાં જીંદગી દીધી
જેલની જાત્રા કીધી—ગાંધીજી૦

૧૦

મોતને કાયમ મૂઠીમાં રાખી
બીકને બાળી નાખી—ગાંધીજી૦

૧૧

સામાવાળાને સન્માન દીધાં
હથિયાર બૂઠાં કીધાં—ગાંધીજી૦

૧૨

તેજશશી સૂરજનાં શીળાં ને તાતાં
આંખડિયે ઉભરાતાં—ગાંધીજી૦

૧૩

દેશી પરદેશી કૈં ધાર્યા અણધાર્યા,
હસવું એ દેખીને હાર્યા—ગાંધીજી૦

૧૪

હૈયું હિમાળો ને પેટ મહાસાગર
રાજકાજમાં કિમિયાગર—ગાંધીજી૦

૧૫

જંગે ઘા ઝીલે પાછો પગ ના ધરે
શત્રુને ઘાવ ના મારે—ગાંધીજી૦

૧૬

ઊંચા નીચાના ભેદ ઉથલાવ્યા
નીચાને ઊંચા લાવ્યા—ગાંધીજી૦

૧૭

ખાદી ને ચરખાનાં થાણાંઓ થાપી
રંકોને રાબડી આપી—ગાંધીજી૦

૧૮

કીધી અજાયબ દુનિયા આખી
ભારે કૈં ભૂરકી નાખી—ગાંધીજી૦

૧૯

મોટા મોટા કૈંક મણિધર ધાયા
એની મોરલીએ આવ્યા—ગાંધીજી૦

૨૦

એના અવિચળ આત્મવિશ્વાસે
ભારતની ભાવટ જાશે—ગાંધીજી૦

ત્રિભુવન વ્યાસ

૭

## મને વહાલું

મને વહાલું બાપુ કેરું નામ છે રે,
એને હૃદયે રઘુપતિ રામ છે રે—મને૦

પહેરી પોતડી ને ચાખડીએ ચાલતા રે,
વહાલો બાવો બધાને બનાવતા રે—મને૦

ઢેડ મેલાઘેલાને લેતા સોડમાં રે,
એનો આતમ રમે રણછોડમાં રે—મને૦

વહાલે બોખી ડોશીની લીધી સાર છે રે,
અન્નદાતા રૂડા રેંટિયાના તાર છે રે—મને૦

દુઃખ પોતે વેઠે ને બીજા હારતા રે,
વહાલો માંડે પ્રહલાદ કેરી વારતા રે—મને૦

**તનસુખ ભટ્ટ**

૮

## રેંટિયાનું ગીત

રેંટિયાની શોભા સારી
ગાંધીજીના રેંટિયાની શોભા સારી.

એની ઉપર જાઉં હું વારી,
ગાંધીજીના રેંટિયાની શોભા સારી.

નાજુકડી ત્રાક ને પંખા રૂપાળા,
સૂતરની માળા સારી—ગાંધીજીના૦

હળવે હળવે હું તો હેતે ચલાવું,
જાણે ગાજે રેલગાડી—ગાંધીજીના૦

મહાત્મા ગાંધીજીના ચરણોને પૂજવા,
જાઉં હું વહેલો વહેલો—ગાંધીજીના૦

**નાનાલાલ પટેલ**

૯

## લંગોટિયા બાપુ

ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !
ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !
તારી દૈવી છટા પર વારું !
હો ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !

તારી નાની શી ઝુંપડીમાં રામજી રમે,
તારે આંગણે આલમના અમીરો ભમે;
તારું નામ ભારતમાં પ્યારું !
હો ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !

તારા હૈયામાં હેતના હિલોળા ચઢે,
તારી આંખે અખંડ અમી દીવડા બળે:
તારા આતમનું તેજ કંઈ ન્યારું !
હો ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !

તેં તો લુંટાતા દેશની લાજ રાખી,
તેં તો તાર્યા અનંત પીડિતો ને પાપી:

પીટયું સત્ય–સ્વરાજનું નગારું!
હો ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !

તારા હરિયાળા બાગનાં ફૂલડાં અમે,
થશું ભારતમૈયાની જયમાળા અમે:
તારા ચરણોમાં શિર છે અમારું !
હો ધન્ય ધન્ય રે બાપુ લંગોટિયા !

**અમૃતલાલ પારેખ**



૧૦

## અમે ડરતા નથી

અમે ડરતા નથી હવે કોઈથી રે
    સદા ભજીએ ભલા ભગવાન—અમે૰

બીક રાખે મનુષ્યો બાયલા રે
    અમે બહાદુર ને બળવાન—અમે૰

બીક રાખે હરામી આળસુ રે
    હાથ પગમાં અમારું તાન—અમે૰

છેતરાશું અમે નહિ કોઈથી રે
    રૂડી વિદ્યાથી આવશે ભાન—અમે૰

બાપુ ગાંધીના બોલ અમે પાળશું રે
    નથી રહેવું હવે હેવાન—અમે૰

સ્વ. ફુલચંદ શાહ

૧૧

## એવા ગાંધી

એવા ગાંધી ગૂજરાતે ઉતર્યા રે,
એનું સૂકું શરીર જાણે લાકડી રે;
માંહે જોરાવર છે જીવ—એવા ગાંધી૦

એણે ઘેર ઘેર રેંટિયા મોકલ્યા રે,
લેવા સૂતરને તાંતણે સ્વરાજ—એવા ગાંધી૦

એણે સાદાઈ શીખવી દેશને રે,
આ દારુ કરાવ્યાં દૂર—એવા ગાંધી૦

લોક વાટ જુવે છે પ્રભુ આવશે રે,
નવ જાણે આવ્યો આવનાર—એવા ગાંધી૦

એનો ધન્ય જનમ, ધન્ય જીવવું રે,
માતાએ ઊપાડ્યો ધન્ય ભાર—એવા ગાંધી૦

એનો મોંઘો આદેશ લોક ઝીલતા રે,
બોલી ભારતનો જય જયકાર—એવા ગાંધી૦

ગિરીશ

૧૨

## બાપુ ગાંધીજી

ભારતમાતની મુક્તિકાજે,
ઘણું જીવો મહાવીર–બાપુ ગાંધીજી.

સો ભાદરવા, સો સો બારશ,
જીવજો જીવનવીર–બાપુ ગાંધીજી.



ડોશીમાના રેંટિયાને,
ભારતવાસી ભૂલી ગયાં,
ઘરઘરનાં અજવાળાં રૂડાં,
સાથે સાથે શમી ગયાં;
અદ્દભુત એ ડોસાને પગલે
પામે અસ્ત તિમિર–બાપુ ગાંધીજી.



પરનું પહેર્યું, પરનું ઓઢ્યું,
પરનાં ચશ્મા પ્હેર્યાંજી,
પરનું બોલ્યા, પરનું ચાલ્યા,
પર રંગે રંગાયાજી;
પર–દેશીમાં ડૂબી ગયાં હાં
તારે મોહનવીર–બાપુ ગાંધીજી.

જાતે કરવું, જાતે રળવું
જાત વિના સૌ જૂઠુંજી,
જાતે ઝૂઝવું, આગે વધવું,
જાત વડે ઉદ્ધરવુંજી;
સ્વદેશી આ છે, સ્વરાજ આ છે,
શીખવે સત્ય ગંભીર–બાપુ ગાંધીજી.

એક બીજાનાં, પ્રજા પ્રજાનાં,
અંતરને ઓળખવાંજી,
વેર વિસારો, ઝેર વિસારો,
પ્રેમ સુધા રસ પાવાજી;
ભવ્ય સાધના, મંગળ સિદ્ધિ
શીખવે માનવવીર–બાપુ ગાંધીજી.



સત્યજ હા જીવનની જ્યોતિ,
સત્ય જગત આધારજી,
સત્ય ન છૂપે, સત્ય ન હારે,
નવજીવન દેનારજી;
મંત્ર સુણાવે, મનુજ હિમાલય,
સત્ય અહિંસા વીર–બાપુ ગાંધીજી.

ચીમનલાલ પ્રા. ભટ્ટ



૧૩

## જોગીવરની જયંતી

આજ છે, આજ છે, આજ છે રે,
જોગીવરની જયંતી આજ છે.

રાજ છે, રાજ છે, રાજ છે રે,
એનું હિંદીને હૈયે રાજ છે.

ભારતજનનો પ્રાણ પ્રતિધ્વની,
હૈયે હિંદી સમાજ છે રે—જોગીવરની૦

રોમે રોમે રામ રમે, એને મુખડે
ઈશ્વરનો અવાજ છે રે—જોગીવરની૦

સત્યુગનો એ શુદ્ધ પ્રતિનિધી,
તેત્રીસ કોટિનો તાજ છે રે—જોગીવરની૦

દુષ્ટ દુશાસન દરબાર, એને
હાથે પાંચાલીની લાજ છે રે—જોગીવરની૦

અજ્ઞા

૧૪

## વ્હાલું વ્હાલું

અમને વ્હાલું વ્હાલું લાગે
ગાંધી બાપુ કેરું નામ.
ગાંધી બાપુ કેરું નામ,
એથી હૈયે આવે હામ.
—અમને વ્હાલું૦

અમને રૂડું રૂડું લાગે
એના રેંટિયાનું નામ,
એના રેંટિયાનું નામ
એમાં દેશનું છે કામ.
—અમને વ્હાલું૦

એને મન તો સર્વે સરખાં
રાજા રંક લોક તમામ.
રાજા રંક લોક તમામ,
સૌમાં વસિયો એકજ રામ.

—અમને વ્હાલું૦

એણે ઘર ઘર ભટકી
જગવ્યાં શહેરે શહેર ગામેગામ.
શહેરે શહેર ગામેગામ,
થાણું નાખ્યાં ઠામે ઠામ.

—અમને વહાલું૦

એની સાદી ભાષા સીધી વાતો
એક જ એ છે કામ.
એક જ એ છે કામ,
ખાદી પહેરો લોક તમામ.

—અમને વહાલું૦

સોમાભાઇ ભાવસાર



૧૫

## રુડો ગાંધીડો

ગાંધી તોરા રાજમાં,
ધોળી ટોપીનો ઘેર.
—રુડો ગાંધીડો૦

કપાસ પીલી, રૂને પીંજી,
પૂણી બનાવશું આજે જી;
પૂણી કાંતી, સૂતર વણીને,
ખાદી ઓઢીશું આજે જી;
ગાંધી તોરા રાજમાં
ખેડૂત કરે છે લહેર.
—રુડો ગાંધીડો૦

વિદેશી કાપડ ભૂખે મારે,
વાપરવું એ શોભે નહિ;
ભૂખે મરીને, ગુલામ બનીને,
જંજીરે ઝકડાવું નહિ;
ગાંધી તોરા રાજમાં
ગરીબ કરે છે લ્હેર.

—રૂડા ગાંધીડા૦

મરદો જેવા મરદો થઇને,
ગુલામી તમને શોભે નહિ;
શૂર બનો, આઝાદ બનો સૌ,
કદી કોઇથી ડરવું નહિ.

અજ્ઞાત



૧૬

## જબરો અલખ

જબરો અલખ જગાવીઓ,
ગાંધીજીએ દેશને જગાવીઓ.
હો બેન ગાંધીજીએ દેશને જગાવીઓ.

૧

હાંરે કર્મયોગી પૂરો એ કહાવીઓ
હાંરે દેશસેવામાં દેહને દીપાવીઓ
હાંરે એવો અવતારી પુરુષ એક આવીઓ–હો બેન૦

૨

હાંરે એના મુખડે પવિત્ર ભાવ મીઠડો
હાંરે સતવાદી હરિશ્ચંદ્ર દીઠડો
હાંરે જેનો પ્રેમ છે શ્રી કૃષ્ણના સરીખડો–હો બેન૦

૩

હાંરે જેની વાણી બ્રહ્મા જેવી ભાખવી
હાંરે એક ટેક શ્રી રામ જેવી રાખવી
હાંરે દયા ગૌતમબુદ્ધ જેવી દાખવી–હો બેન૦

૪

હાંરે જેણે જીંદગી સદાય સાદી ગાળી
હાંરે જેણે ભીષ્મ પ્રતિજ્ઞાઓ પાળી
હાંરે ધન્ય ધ્રુવની અચળતા ધારી–હો બેન૦

૫

હાંરે એનો કેવો પવિતર આતમા
હાંરે એની સાથે સદાય પરમાતમા,
હાંરે ઘણું જીવો એ ગાંધી મહાતમા—હો બેન

અજ્ઞાત



૧૭

## ગરવા ગાંધીજી

દીર્ઘાયુષ કરો ભગવાન,
ગરવા ગાંધીજી ગુણવાન૦

૧

જેણે સઘળી છોડી માયા
ભારત કાજે સૂકવી કાયા
જેના ગવાય વિશ્વે ગાન
ગરવા ગાંધીજી ગુણવાન૦

૨

સત્ય અહિંસાના વ્રતધારી
જેનું જીવન પાવનકારી
જેને હરદમ હરિનું ધ્યાન
ગરવા ગાંધીજી ગુણવાન૦

૩

દીન દુઃખે જેનું દિલ દાઝે
જેલ સહે આઝાદી કાજે
સુખ સંકટો સર્વ સમાન
ગરવા ગાંધીજી ગુણવાન૦

૪

જે છે મનમાં તેજ વચનમાં
વચને તેજ છે વરતનમાં
ભારતના એ યોગી મહાન
ગરવા ગાંધીજી ગુણવાન૦

૫

પ્રાર્થીએ પ્રભુ પ્રેમે પળપળ
દીપકજ્યોત જલો ઝળઝળહળ
રક્ષો! રક્ષો! હે ભગવાન
ગરવા ગાંધીજી ગુણવાન૦

અજ્ઞાત

૧૮

## ડૂબિયાં! ડૂબિયાં!

ડૂબિયાં! ડૂબિયાં! ડૂબિયાં! આપણે
દુઃખને દરિયે ડૂબિયાં રે;
ડૂબતાં જોઈને હરિજનોએ
ઉપરથી તો દાબિયાં રે—ડૂબિયાં૦



ડૂબિયાં ડૂબિયાં કેટલુંક ડૂબિયાં
જરાક ચોટલિયાં ઊભિયાં રે.
હરિ કૃપાથી તળિયે ન પૂગિયાં
એટલેકથી તો થોભિયાં રે—ડૂબિયાં૦



ડૂબતાં જોઈને ગાંધીજી આવિયા
રેંટિયાનાવડી લાવિયા રે;
રેંટિયા નાવડીમાં અમને બેસાડિયાં
દુઃખ દરિયેથી તારિયાં રે—ડૂબિયાં૦

ઉકાભાઇ ચૌધરી

१८

## જય જય બોલો હિંદુસ્તાન

હર હર હર મહાદેવ પુકારો
અલ્લાહો અકબર રહેમાન;
હિંદુ–મુસ્લિમ એક થઇને
જય જય બોલો હિંદુસ્તાન.

આ ભૂમિ આપણી, દેશ આપણો
એ પર સર્વ કરો કુરબાન;
ત્રીશ કોટિ ભારતના તનુજો
જય જય બોલો હિંદુસ્તાન.

એક કુટુંબી ભાઇ આપણે
ભારતમાતાનાં સંતાન;
હિંદુ પારસી મુસલમાન સૌ
જય જય બોલો હિંદુસ્તાન;

મંદિર ને મસ્જીદ બંને છે
ઈશ્વર કેરાં ઊંચાં ધામ;
ભાઈ ભાઈમાં ભેદ ન હોયે
જય જય બોલો હિંદુસ્તાન.

પુનઃ આપણી ભારતમાતા
જગમાં પામે ઊંચું સ્થાન;
વિશ્વ સકળની ધર્મમાત એ
જય જય બોલો હિંદુસ્તાન.

સ્વ. ચંદુલાલ ન. દેસાઈ



જેમ જેમ હું વિચારું છું તેમ તેમ રેંટિયાને હું ગરીબોના તારણહાર તરીકે જોઉં છું. એની ખૂબી એવી છે કે કેવળ સ્ત્રીઓ અને બાર વર્ષની અંદરનાં બાળકો—બાળાઓ પોતાનો થોડો વખત રોજ આ ઉદ્યોગને આપે તો હિંદુસ્તાનને જોઈએ તેટલું કાપડ ઘેર બેઠાં મળી રહે. અમદાવાદમાંજ નાના પાયા ઉપર આ પ્રયોગ રીતસર કરાય તો મારા વચનનું પ્રત્યક્ષ પ્રમાણ મળી રહે એવી મને ખાત્રી છે.

સેવાગ્રામ,
૮ : ૯ : ૪૧

મો. ક. ગાંધી